દરેક જૈનને જીંદગીપર્યંત ઉપયોગી.

# શ્રાવકની આલોયણા.

આત્મ વિશુદ્ધ કરવા ભણી, છે સાધૂ આ શુદ્ધ;
શાણાં શ્રાવક-શ્રાવિકા, વાપરજો ધરિ બુદ્ધ.

રચી પ્રસિદ્ધ કરનાર,

**મોતીલાલ મનઃસુખરામ શાહ.**

'ગુ. શબ્દાર્થ કોષ,' 'સદુપદેશમાળા,' 'પ્રાણીહિંસા નિષેધક' અને 'બારવ્રત' ઈ. નો કર્તા તથા 'જૈનહિતેચ્છુ' નો માજી અધિપતિ.

( સર્વ હક્ક સ્વાધીન. )

આવૃત્તિ ત્રીજી-પ્રત ૧૦૦૦
શ્રી ભારતબન્ધુ પ્રિન્ટિંગ વર્કસમાં
**શાહ વાડીલાલ મોતીલાલે છાપી.**

ઈ. સ. ૧૯૧૧

મૂલ્યઃ-કાચું પુંઠું ૦-૨-૦; છીંટનું પુંઠું ૦—૪—૦

દરેક જૈનને જીંદગીપર્યંત ઉપયોગી.

# શ્રાવકની આલોયણા.

આત્મ વિશુદ્ધ કરવા ભણી, છે સાધ્ય આ શુદ્ધ;
શાણાં શ્રાવક શ્રાવિકા, વાપરજો ધરિ બુદ્ધ.


રચી પ્રસિદ્ધ કરનાર,

**મોતીલાલ મનઃસુખરામ શાહ.**

'ગુ. શબ્દાર્થ કોષ,' 'સદુપદેશમાળા.' 'પ્રાણીહિંસા નિષેધક' અને 'બારવ્રત' વિ. નો કર્તા તથા 'જૈનહિતેચ્છુ' નો માજી અધિપતિ.





**આવૃત્તિ ત્રીજી**—પ્રત ૧૦૦૦

શ્રી ભારતબન્ધુ પ્રિન્ટિંગ વર્કસમાં

**શાહ વાડીલાલ મોતીલાલે છાપી.**

ઈ. સ. ૧૯૧૧

મૂલ્યઃ—કાચું પુંઠું ૦—૨—૦; છીંટનું પુંઠું ૦—૪—૦

# જૈન ધર્મ કોનો છે?

જીન તણો જે ધર્મ અનુપમ, કોનો છે તે કહીએજી;
આર્યક્ષેત્રે આર્ય વસેલા, તેનો છે એમ કહીએ?

ના, નહીં તેનોજી. (૧)

ના, નહીં તેનો—ના, નહીં તેનો, ત્યારે કોનો કહીએજી?
હિંદુ, પારસી, મુસલમાનો, અંગ્રેજોનો કહીએ?

ના, નહીં તેનોજી. (૨)

ના, નહીં તેનો—ના, નહીં તેનો, ત્યારે કોનો કહીએજી?
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્રો, તેનો છે એમ કહીએ?

ના, નહીં તેનોજી. (૩)

ના, નહીં તેનો—ના, નહીં તેનો, ત્યારે કોનો કહીએજી?
ફકીર, સન્યાશી, જોગી, જતિઓ, તેનો છે એમ કહીએ?

ના, નહીં તેનોજી. (૪)

ના નહીં તેનો—ના, નહીં તેનો, ત્યારે કોનો કહીએજી?
શ્રાવક નામ ધરી શીર ફરતા, તેનો છે એમ કહીએ?

ના નહીં તેનોજી. (૫)

ના, નહીં તેનો—ના, નહીં તેનો, ત્યારે કોનો કહીએજી?
રાગદ્વેષને જીતે એનો, ધર્મ જૈન જ કહીએ—

હા, એ તેનોજી. (૬)

હા, એ તેનો,—હા, એ તેનો, નહીં બીજાનો કહીએજી;
સ્યાદ્વાદ શૈલીને સમજી, 'મોતી' મોક્ષને લહીએ—

હા, એ તેનોજી. (૭)



# પ્રસ્તાવના.



ગવાન શ્રી મહાવીર દેવે મોક્ષ પામવાના **સાગારી** અને **અણગારી** એવા બે ધર્મ બતાવ્યા છે. તેમાં અણગારી ( આગાર વગરનો ) ધર્મ સાધુનો છે, જેમાં " પાંચ મહાવ્રત " પાળવાનાં હોય છે; અને સાગારી ( આગારવાળો ) ધર્મ શ્રાવકનો છે, જેમાં "બાર વ્રત" પાળવાનાં હોય છે.

સુજ્ઞ શ્રાવક--શ્રાવિકાઓએ સાગારી ધર્મ સ્વિકારેલો હોવાથી બાર વ્રત તથા નિયમ પચ્ચખાણાદિમાં લાગેલા દોષોની તથા કરેલાં પાપ કર્મોની આલોયણા કરવી તથા કોઇ માણસથી વૈર વિરોધ થયાં હોય તેની નમ્રતાપૂર્વક ક્ષમા માગવી તેમજ પૂર્વનાં પાપકર્મોની તથા વ્રત પચ્ચખાણાદિમાં લાગેલા દોષોની અને આપણો જીવ, પૂર્વે કરેલા અનંત ભવના કુટુંબ સંબંધ, દેહ સંબંધ, પરિગ્રહ સંબંધ વોસિરાવ્યા વિના આવ્યો છે તેની *આલોયણા કરવી એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે.

---

+ લાગેલા દોષોથી નિર્દોષ થવા પશ્ચાત્તાપ સાથે પ્રયત્ન કરવો તેનું નામ આલોયણા અથવા આલોચના.

આ નાના પુસ્તકમાં સદ્દરહુ બાબતપર વિસ્તારપૂર્વક લખવામાં આવ્યું છે; માટે આ પુસ્તક દર વર્ષે સંવત્સરીના દિવસે સાધુજી પાસે વંચાવી અગર પોતે વાંચી લાગેલા દોષોનું પ્રાયશ્ચિત લેવું જોઇએ અને મૃત્યુ સમયે સાધુજી પાસે અગર તેમની ગેરહાજરીમાં વડેરા શ્રાવક પાસે વંચાવી પોતાનો સર્વ પરિગ્રહ, કુટુંબ, ચાર પ્રકારનો આહાર અને પોતાની કાયા ઉપરથી મોહ ઉતારી તેઓને વોસિરાવવાં (તજવાં) જોઇએ તથા તેમાં લખ્યા પ્રમાણે પચ્ચખાણ કરવાં જોઇએ, જેથી આત્મા વિશુદ્ધ અને સમ્યક્‌માર્ગનો આરાધક થઇ સંસાર સમુદ્ર સહેલાઇથી અને વહેલો તરી પાર પામશે એમ શાસ્ત્રવચન છે.

આ પ્રમાણે નહિ કરનાર મનુષ્ય વિરાધીક થઇ મિથ્યાત્વ દૃષ્ટિસહિત મૃત્યુ પામશે તો અનંત સંસાર પરિભ્રમણ કરશે; દરેક શ્રાવક તથા શ્રાવિકાએ મૃત્યુ સમયે અવશ્ય આ પુસ્તક વંચાવી સાંભળી વ્રત પચ્ચખાણ કરી આરાધિક થવું જોઇએ.

આ પુસ્તક દરેક શ્રાવક-શ્રાવિકાને જીંદગીપર્યંત ઘણું જ ઉપયોગી જાણી તેની બીજી આવૃત્તિ પ્રથમાવૃત્તિથી તદ્દન જુદી અને સરળ ઇબારતમાં ઘણા સુધારા વધારા સાથે રચીને મારવાડ, મેવાડ અને પંજાબના શ્રાવક ભાઇઓને ઉપયોગી થવા સારૂ બાળબોધ લિપિમાં છપાવી હતી. ત્યારબાદ આ **ત્રીજી આવૃત્તિ** બાળબોધ લિપિ નહિ જાણનારના ઉપયોગ સારૂ ગુજરાતી લિપિમાં છપાવી છે. આ આવૃત્તિમાં ઘણો સુધારોવધારો કરવા છતાં તથા કાગળ સારા વાપરવા છતાં પણ તેની કીંમત પ્રથમાવૃત્તિ જેટલી જ રાખી છે.

સારંગપુર-તળિયાની પોળ, } **મો. મ. શાહ.**
અમદાવાદ.



# श्रावकनी आलोयणा.

## प्रवेशिका.

॥ श्री वीतरागाय नमः ॥

સુશ્રાવક-શ્રાવિકાનાં સઘળાં પાતિક ટાળવા અર્થે જ્ઞાન,* દર્શન, ચારિત્ર અને તપમાં અતિચારાદિ દોષ લાગવે કરી કોઈ મૂળગુણ-ઉત્તરગુણની વિરાધના થઇ હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે, ગુરૂની સાખે, આત્માની સાખે આલોવુંછું:—

પ્રથમ પાંચ પદ નવકાર (નમસ્કાર) મંત્રનાં કહેવાં:—

**णमो अरिहंताणं, णमो सिद्धाणं, णमो आयरियाणं, णमो उवज्झायाणं, णमो लोए सव्व साहुणं ॥**

---

* જ્ઞાન એટલે સત્રજ્ઞાન, દર્શન એટલે (દેવ, ગુરૂ અને ધર્મને યથાર્થ દેખવાં તે) સમકિત; ચારિત્ર એટલે બાર વ્રત; તપ એટલે સંલેખણા.

પછી ચત્તારિમંગલં કહી નીચે મુજબ "આત્મ-ચિંત્વન" અને પૂર્વભવે લાગેલાં પાપ-દોષોનું આલોચણ કરવું:--

હે આત્મન્! તેં અનાદિકાળથી સંસારમાં નૃત્યકારની પેરે અનેક રૂપ ધારણ કરી સ્વચ્છંદે પ્રવર્તતાં અનંત કોટાન્ કોટી ભવ કર્યા પણ જન્મ, જરા, મરણરૂપ મહા વેદના-દુઃખનો પાર આવ્યો નહિ. વળી ત્રસ-સ્થાવર મધ્યે સ્ત્રી-પુરૂષ-નપુંસકપણે, સધન-નિર્ધનપણે, ઉંચ-નીચપણે, સૌભાગી-દુર્ભાગીપણે, પશુ-પંખીપણે, સુરૂપવંત-કુરૂપવંતપણે, રંક-રાજાપણે, દેવ--દેવીપણે, નારકી-નીગોદપણે અવતાર ધારણ કરી સઘળા જીવ સાથે માતા--પિતાપણે, ભાઈ-બેનપણે, પતિ-પત્નિપણે, પુત્ર--પુત્રીપણે અનંતવાર સગપણ નિપજાવ્યાં; અને એ મારો શત્રુ, એ મારો મિત્ર, એમ મમત્વભાવે ચૌદ રાજલોકનાં સ્થાનક અનંત પુદ્ગળ પરાવર્ત્તને પરિભ્રમણ કરી સ્પર્શ્યા, પણ "સમકિત" વિના કાંઇ ગરજ સરી નહિ. હમણાં તને પૂર્વભવના પુન્યોદયે અને શ્રી ગુરૂદેવની કૃપાવડે શ્રી "જિનેંદ્રનો ધર્મ" મળેલો છે તેથી પ્રમાદ, ગાફલપણું છોડી તું તારૂં આત્મસાર્થક કર; કારણ કે એ વીતરાગના ધર્મની "શ્રદ્ધા", "પરૂપણા" અને "સ્પર્શના" ની જોગવાઇ ફરી મળવી દુર્લભ છે.

આ સંસારી સંબંધ ધરાવનારાં પતિ-પત્નિ, પુત્ર--

પુત્રી, માતા-પિતાદિ સગાં તથા મિત્ર અને નોકર ચાકર વગેરે, જ્યારે તને મસ્તકાદિકની પીડા, જ્વર, સૂળાદિક રોગ ઉપજશે ત્યારે તે રોગોથી છોડાવવા મુદ્દલ સમર્થ નથી તથા મરણ આવ્યે તારૂં કોઇ શરણ્ય નથી. એવો માયાકલ્પિત સંબંધ જાણી તેનાપર મૂર્છાભાવ ન રાખવો. વળી ક્ષેત્ર, વાડી, ઘર, હવેલી, સોનું, રૂપું, હીરા, માણેક, મોતી, ધન, ધાન્ય વગેરે પરિગ્રહ પણ તને મરણથી બચાવવા સમર્થ નથી માટે તેનાપર પણ મૂછાભાવ (તિવ્ર ઇચ્છા) ન રાખવો.

***

ઉપર કહેલો પરિગ્રહ કે જે હળવા ને ભારે, સચિત્ ને અચિત્, અલ્પ મૂલ્યવાળો ને અતિમૂલ્યવાળો, સૂક્ષ્મ ને બાદર તે સર્વ એવો છે કેઃ—મહાદુઃખદાની, મહા અનર્થકારી, મહા પાપનું મૂળ, દૂર્ગતિનો વધારનાર, કામ-ક્રોધ-માન-માયા-લોભ કષાયનો સ્વામી, મોહ- મચ્છર-રાગ-દ્વેષનું મૂળ, દસવિધિ યતિધર્મરૂપ કલ્પવૃક્ષનો દાવાનળ, ન્યાય-ક્ષમા-સંતોષનો નસાડનાર, બોધબીજ સમકિતનો ફેડનાર, સંયમ-સંવર-બ્રહ્મચર્યની ઘાતનો કરનાર, જન્મ--જરા--મરણના ભયનો દેનાર, મોક્ષ માર્ગના વિઘ્નનો કરનાર, કડવાં કર્મવિપાક ફળનો દેનાર, અનંત સંસારનો વધારનાર, મહાપાપી, પાંચ ઇંદ્રિયોના તેવીશ વિષય રૂપ વૈરીને પોષનાર, ચિંતા-શોકરૂપી સાગરનો વધારનાર, તૃષ્ણા-વિષવેલનો

સીંચનાર, કૂડ કપટનો ભંડાર, વધ--બંધ--કલેષનું ઘર, ચોગતિ કર્મ બંધનો મદાર, આત્માને આ લોકના વિષે એના જેવો બીજો કોઇ મોહપાસ પ્રતિબંધક નથી, પાંચ આશ્રવનું ઘર, અશાતા–ભયનો દેનાર, અશાશ્વત, અત્રાણ, અશરણ્ય ઇત્યાદિ દુઃખનો કારણીક જાણી તેની વાંચ્છા છાંડવી.

*
* *

આ ઉદારિક શરીર મળમૂત્રનું ભાજન, ચામડીથી વીંટેલા હાડકાનું પીંજર, ફૂટેલા હાંલ્લા સરખું, અશુચી અને દુઃખનું સ્થાનક, જુના--કોહેલા વસ્ત્ર સરખું, કૃમિયાદિક જીવની કોથળી, વાત, પિત્ત, કફ, શ્લેષ્મ અને સેંકડો રોગોથી ભરેલું જાણી તેના ઉપરથી મોહ ઉતારી જે મહાપુરૂષ નિર્મળ પંચ મહાવ્રત ધારણ કરે તેને ધન્ય છે! તથા મૂળગુણ* ઉત્તરગુણ ધારી શ્રાવક- જેઓ શિયળવંત, સત્યવાદી, ન્યાયવંત, નીતિવંત, ક્ષમાવંત, ધૈર્યવંત, પાપભીરૂ,** લજ્જાવંત, શીતળ વાણી વદનાર, ગુણગ્રાહી, પરદુઃખભંજન, દાતા, પુન્યાત્મા, વિનિત કલ્યાણ બુદ્ધિ–ઉપકાર બુદ્ધિવાળા, દીપક સમાન, ગંભીર, નમણા, ખમણા, સરલ સ્વભાવવંત, વાત્સલ્યકારી તથા ચતુર્વિધ સંઘની સેવા કરનાર એવા શ્રાવકને ધન્ય છે!

---

*. પહેલેથી પાંચ સુધીનાં વ્રત 'મૂળગુણ' અને તે પછીનાં સાત વ્રત 'ઉત્તરગુણ' ** પાપથી બીકણ.

* * *

હું અભાગી, દુષ્ટ, ખળબુદ્ધિનો ધણી, નીચ, છીદ્રગ્રાહી, અવગુણગ્રાહી, હઠીલો, વ્યસની, અલ્પબુદ્ધિવંત, નિર્દય, આશાગુલામ, વિષય ભિખારી, ગુણનો દ્વેષી, અવગુણનો પ્રેમી, સ્વાર્થી, નિર્લજ, ગુણચોર, વિશ્વાસઘાતી, સ્વામી દ્રોહી, પાપી, આત્મઘાતી, કલેશી, મમત્વી, અવગુણનો ભંડાર, સ્વછંદવિહારી, જન્મોજન્મ આત્મકાર્ય વીણસાડી અવળે માર્ગે ચાલ્યો. આજ પરમ શુભ શ્રી વીતરાગનો ધર્મ પામી સકળ સંબંધ જૂઠો અને અસ્થિર જાણી, પાપથી પાછાં પગલાં ભરી, આત્માને વિશુદ્ધ કરવા સારૂ સંભારી સંભારી; વિચારી વિચારી, ધારી ધારી, સર્વ દોષ નિવારૂં છું:—

મારા જીવે પૂર્વે ખાટકી, ચીડીમાર, મચ્છીમાર, ધીવર, કોળી, ભીલ એ અનાર્ય ભવના વિષે જીવહિંસા કરી-કરાવી હોય; કાજી-મુલ્લાંના ભવે મંત્ર પઢયા હોય, જીવ માર્યા હોય; કોટવાળના ભવે બંધીવાનને બંધીખાને નાખ્યા હોય, ભૂખે માર્યા હોય, શૂળીએ ચઢાવ્યા હોય; પરમાધામીના ભવે નારકીને માર માર્યો હોય; કુંભારના ભવે નીંભા પકાવ્યા હોય; ઘાંચીના ભવે તલ--એરંડાદિ પીલ્યા હોય; હાળી (ખેડૂત)ના ભવે હળ ખેડયાં હોય, પૃથ્વી ખોદી હોય, બળદને ભૂખે માર્યા હોય, સૂડણ--નિંદણ કરાવ્યાં હોય, શેલડીના વાઢ પીલાવ્યા હોય, કપાસ લોઢાવ્યા હોય;

માળીના ભવે રોપ રોપાવ્યા હોય, ફૂલ તોડયાં હોય; રંગારાના ભવે રંગણુપાસ, અગ્નિના આરંભ કીધા હોય; ધાતુની ખાણુ ખોદાવી હોય, ધાતુર્વાદી ( ધાતુ મારનાર ) ના કસબ કર્યા હોય; હિંસક જીવ જેવા કે:--સકરા, સમળી, વાઘ, ચિત્તા, શ્વાન, મંજાર, સર્પ, ગરોળી ઇત્યાદિના ભવના વિષે જીવ-હિંસા કરી હોય; સાધુ--શ્રાવકનાં વ્રત લેઇને ભાગ્યાં હોય, મૂળગુણુ--ઉત્તરગુણુ વિરાધ્યા હોય; ઇત્યાદિ ક્રોધે, માને, માયાએ લોભે, લાલચે, હાસ્યે, કદાગ્રહે અને હઠ--પ્રમાદે કરી જન્મોજન્મ પાપકર્મ ઉપરાજ્યાં હોય તે સર્વ આત્માની સાખે, સિદ્ધની સાખે, ગુરૂની સાખે, મારે મિચ્છામિ દુક્કડં. ( મિથ્યા મે દુષ્કૃતં—પાપ નિષ્ફળ હોજો. )

* * *

હવે મારા તરણ તારણ, અધમઉધારણ ભવદુઃખ ભંજન, એકાંત હિતના કરનાર, ધર્મગુરૂ—ધર્માચાર્યજીએ મને ન્યાલ કરવા મહેરબાન થઇને સુકૃત કમાણીરૂપ દોલત, શંબલ ( ભાતુ ) રૂપ સંવર કરણી બતાવી તેમાંથી મારી શક્તિ અને સમજણ મુજબ મેં મૂળગુણુ—ઉત્તરગુણુ—વ્રત-પચ્ચખાણુ—નિયમની મર્યાદા કરી છે તે પાંચ આચાર સં-બંધી જે કોઇ *અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણુાચાર વગેરે દોષ લાગ્યા હોય તે આલોવું છું.

---

* નીમેલી વસ્તુને ગ્રહણુ કરવાની ઇચ્છા કરવી તે "અતિ-ક્રમ," ગ્રહણુ કરવાને ચાલવું તે "વ્યતિક્રમ," ગ્રહણુ કરવી તે "અતિચાર" અને ઉપયોગમાં લેવી તે "અણુાચાર."



# શ્રી આલોયણા પ્રારંભ.



પ્રથમ સાત સૂત્ર ક્ષેત્રવિશુદ્ધિના કહેવા તેની વિગતઃ—

(૧) "ણમો અરિહંતાણં" આદિ પાંચ પદ નવકારનાં કહેવાં, :(૨) તિખ્ખુત્તાનો પાઠ કહેવો, (૩) ઇરિયાવહીનો પાઠ કહેવો, (૪) તસ્સઉત્તરીનો પાઠ કહેવો, (૫) ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરવો-કરાવવો. (૬) લોગસ્સનો પાઠ કહેવો, (૭) *નમોથ્થુણં ત્રણ કહેવાં.

ત્યાર પછી (૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર અને (૫) વિર્યાચાર એ પાંચ આચાર સંબંધી નીચે મુજબ આલોયણા કરવી-કરાવવી.

---

* પહેલું નમોથ્થુણં સિદ્ધપદ પામેલા અરિહંતને કહેવું:—નમોથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણંથી "ઠાણં સંપત્તાણં" સુધી કહેવું. બીજું નમોથ્થુણં વિદ્યમાન અરિહંતને કહેવુંઃ—નમોથ્થુણં, અરિહંતાણંથી "નામધેયં" સુધી કહી પછી "ઠાણં સંપાવિઉ કામાણં, નમો જિણાણં" કહેવું. ત્રીજું નમ્મોથ્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું:—"નમોથ્થુણં, મમ ધમ્મઆયરિયસ્સ, મમ ધમ્મ ઉવદેશીયસ્સ, જાવસંપાવિઉ કામસ્સ" એ પ્રમાણે કહેવું.

# (१) ज्ञानाचार.

---

સૂત્ર જ્ઞાનાદિકના વિષે "જંવાયંદ્ધં" આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) આઘાં પાછાં સૂત્ર ભણવાથી, (૨) ઉપયોગ રહિત સૂત્ર ભણવાથી, (૩) હીણુ અક્ષર ભણવાથી, (૪) અધિક અક્ષર ભણવાથી, (૫) પદ હીણું ભણવાથી (૬) વિનયરહિત ભણવાથી, (૭) યોગ* હીણુપણે ભણવાથી (૮), શુદ્ધ ઉચ્ચાર રહિત ભણવાથી (૯) અવિનીતને સૂત્ર ભણાવવાથી (૧૦), પ્રમાદપણે ભણવાથી (૧૧), ચાર અકાળે સુત્રની સઝાય કરવાથી, (૧૨), ચાર કાળે સૂત્રની સઝાય નહિ કરવાથી (૧૩), ઉદારિકાદિક અસઝાઇએ સઝાય કરવાથી, (૧૪) સઝાયના વખતે સઝાય નહિ કરવાથી એ ચૌદ અતિચાર માંહેના જે કોઇ અતિચાર સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યો હોય, તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં. [મિથ્યામે દુષ્કૃતં]

જ્ઞાનવંત પુરૂષના અવર્ણવાદ બોલાણા હોય, તેઓની સાથે ખોટા વિવાદ-ઝગડા કર્યા હોય, પઉસભાવ [દ્વેષ] ધર્યો હોય, ખોટા વાંક દીઠા હોય, ઉપકાર ઓળવ્યા હોય,

---

*. મન વચન અને કાયાના યોગ.

ભણતાં અંતરાય પાડી હોય, જ્ઞાનાવરણીય કર્મ બંધાય એવાં આચરણ આચર્યાં હોય, તથા પોતાની હઠે, કદાગ્રહે, વંકાઇપણે, ધિઠાઇપણે [ ઉદ્ધતપણે ], અસમજણપણે, દુષ્ટ બુદ્ધિએ કોઇ સિદ્ધાંત વચન ઉથાપ્યું હોય-વીપરીતપણું પ્રરૂપ્યું હોય, ઉપહાસ્યાદિ અવહેલણા કરી હોય, ઇત્યાદિ અવિનય, અશાતા, અભક્તિ થઇ હોય, મને કરી, વચને કરી, કાયાએ કરી, જાણપણે, અજાણપણે, આકુટી, અણાકુટી, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી-ભાવથી, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી અપરાધ કર્યા હોય-કરાવ્યા હોય-કરતાં અનુમોદ્યા હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુક્કડં.

---

## (२) दर्शनाचार.

---

સમકિતના વિષે "શંકાદિ" અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) શ્રી જિન વચનના ગંભીર-ગહન ભાવ સાંભળીને મનમાં સંદેહ આણ્યો હોય, (૨) અન્ય ધર્મની ઇચ્છા કરી હોય, (૩)ધર્મકર્ત્તવ્યના ફળનો સંદેહ આણ્યો હોય,(૪)મિથ્યાત્વમતની પ્રશંસા કરી હોય, (૫)મિથ્યાત્વીનો પરિચય કર્યો હોય : એ

પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

ધર્મનિમિત્તે આરંભ—સમારંભ કર્યા હોય, પીંપળે પાણી રેડયું હોય, દીપમાળ કરાવી હોય, બહુચરા--ભવાની--ઘોઘો--આસપાળ—હનુમાન--ગોત્રજ--ક્ષેત્રપાળ વગેરેના જાગ, હવન, હોમ, વ્રત--વર્તુલાં કર્યાં હોય, માન્યાં હોય; ઇત્યાદિ જે કોઇ લૌકિક મિથ્યાત્વ સેવ્યું હોય; તથા આ લોક અર્થે દેવ—ગુરૂ—ધર્મની માનતા કરી હોય; લેવા--ખાવાની લાલચે આઠમ પાખીના ઉપવાસ કર્યા હોય; કષ્ટ પડયે તપશ્યા માની હોય તથા તિર્થંકરને દીવો દીવેટ માન્યાં હોય; પાસત્થા* પડવાઇનો** પરિચય કર્યો હોય; અસંયમનો ઉપદેશ દીધો હોય: એ વગેરે કોઇ લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વ લાગ્યું હોય તથા સાધુને અસાધુ જાણ્યા હોય, અસાધુને સાધુ જાણ્યા હોય, ઇત્યાદિ પચીશ પ્રકારનાં મિથ્યાત્વ માંહેનું કોઇ મિથ્યાત્વ લાગ્યું હોય તથા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભથી સમકિત જાય એવું આચરણ આચર્યું હોય, સમકિતી જીવની નિંદા--હેલણા કરી હોય; સમકિતવંત તથા ધર્મી જીવ ઉપર ઇર્ષા (ઝેર--ખાર) આણ્યાં હોય, ઇત્યાદિ સમકિતના વિષે દોષ સેવ્યા હોય, સેવરાવ્યા હોય, અનુમોદ્યા હોય, દેશથી, સર્વથી વિરાધના

* ઉત્તરગુણમાં દોષ લગાડનાર. ** મૂળગુણમાં દોષ લગાડનાર.

કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી અપરાધ કર્યા હોય, કરાવ્યા હોય, કરતાં અનુમોદ્યા હોય તે સર્વ અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

# (૩) ચારિત્રાચાર. ( બાર વ્રત ).

## પહેલું વ્રત. ( અણુવ્રત. )

" થુલાઓ પાણાઇવાયં વેરમણં " વ્રતના વિષે "બંધે--વહે " આદિ મોટકા અતિચાર લાગ્યા હોય તે આલોવુંછું:—

(૧) કોઇ પ્રાણીને નિર્દય બુદ્ધિએ ટુંકે ને ધાડે બંધને બાંધ્યું હોય; (૨) દ્વેષબુદ્ધિથી લાકડી આદિનો ગાઢો પ્રહાર કીધો હોય; (૩) દ્વેષબુદ્ધિથી કોઇ પ્રાણીનાં અંગોપાંગ છેદ્યાં હોય; (૪) પશુ ઉપર અતિ ભાર ભર્યો હોય; (૫) દ્વેષબુદ્ધિ-થી કોઇ પ્રાણીને ભાત પાણીનો અંતરાય પાડયો હોયઃ એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

સળેલાં ધાન્ય, ઔષધાદિ જોયાવિના વાપર્યા હોય; છાણાં, ઇંધણ અણજોયાં બાળ્યાં હોય; ચૂલા, સગડી, ખાંડ-ણિયા, ઘંટી વગેરે પુંજયાવિના ઉપયોગમાં લીધાં હોય; સાપ, ખજુરા, વીંછી આદિને દાબી દુઃખ દીધું હોય; જૂ, લીખ, માંકણ, જુઆ, ઇતરડી, ગીગોડા, આદિ જીવોને તડકે

અગર રસ્તા વચ્ચે નાખ્યા હોય; નાવણ ધોવણ કરતાં, પાણી ભરતાં--વાપરતાં--ઉલેચતાં પોરા આદિ જીવોની વિરાધના થઇ હોય; કીડી, મંકોડી, ઉધેઇ, ધીમેલ, કાતરા, ચૂડેલ, પતંગીઆં, અળસિયાં, ચેળ, મામણમુંડા આદિ જીવોને હાલતાં--ચાલતાં--કામકાજ કરતાં હણ્યા હોય તથા દુઃખ દીધું હોય, પાંચ સ્થાવરકાયનો આરંભ--સમારંભ કરતાં હર્ષ આણ્યો હોયઃ ઇત્યાદિ પહેલા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## બીજું વ્રત. ( અણુવ્રત. )

" થુલાઓ મુસાવાયાઓ વેરમણં " વ્રતના વિષે " સહસ્સા ભખાણે " આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) કોઇને ધ્રાસકો પડે, ઉદ્વેગ ઉપજે કે નુકશાન થાય એવી અણવિચારી ભાષા બોલાણી હોય; (૨) કોઇની છાની વાત ઉઘાડી કીધી હોય; (૩) સ્ત્રી આદિના મર્મ ખુલ્લા કીધા હોય; (૪) ખોટો ઉપદેશ દીધો હોય; (૫) ખોટા દસ્તાવેજ લખ્યા હોયઃ એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

કન્યા સંબંધી, ગાય આદિ પશુ સંબંધી, જમીન સંબંધી તથા લોભે, લાલચે, ક્રોધે, હાસ્યે, ભયે, માને, માયાએ કરી જુઠું બોલાણું હોય; પારકી થાપણ સંબંધી જુઠું બોલાણું હોય; મોટકી જુઠી સાખ પૂરી હોય; પરની નિંદા તથા ચાડી ચૂગલી કીધી હોય; કુડું આળ ચઢાવ્યું હોય; એલફેલ, કઠોર અને કરકસ ભાષા બોલી પરને દુઃખ ઉપજાવ્યું હોય: ઇત્યાદિ બીજા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## ત્રીજું વ્રત. ( અણુવ્રત. )



" થુલાઓ અદિન્ના દાણાઓ વેરમણં " વ્રતના વિષે 'તેન્નાહડે' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:--

(૧) ચોરાઉ જણસ જાણીબુઝીને લીધી હોય; (૨) ચોરને મદદ કીધી હોય; (૩) રાજ્યવિરૂદ્ધ કામ એટલે દાણ ચોરી વગેરે કીધાં હોય; (૪) ખોટાં તોલ અને માપ રાખ્યાં હોય; (૫) દેખાડેલી વસ્તુ નહિ આપતાં બીજી વસ્તુ આપી હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

*⁎* ખાતર પાડીને, ગાંસડી છોડી કે ફાડીને, ઘર—દુકાન--પેટી--પટારા વગેરેનું તાળું બીજી કુંચીએ ઉઘાડીને માલ લીધો હોય; જડેલી વસ્તુનો ધણી જાણવામાં છતાં તેને નહિ આપતાં પોતે રાખી લીધી હોય; મિત્ર ભેદ કરી કોઇને ઠગ્યો હોય; થાપણ ઓળવી હોય; લાંચ લેઇ તથા હુકમપણે અનીતિ કરી પારકી વસ્તુ લુંટાવી તથા ચોરાવી હોય; શેઠ, સહિઆરીની ચોરી કરી હોય; કઢારે[1] કે વ્યાજે આપી વધારે લીધું હોય; લેણી રકમ કરતાં વધારે લીધું હોય; ભૂલથી વધારે આવેલું રાખી લીધું હોય; પારકી વસ્તુ પોતાની કરી રાખી લીધી હોયઃ ઇત્યાદિ ત્રીજા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## ચોથું વ્રત. ( અણુવ્રત. )



" થુલાઓ મેહુણાઓ વેરમણં " વ્રતના વિષે ' ઇત્તરિય પરિગ્રહિયા ગમ્મણે ' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

---

૧ અનાજ ઉધાર આપી તેનો વધારો અનાજના રૂપમાં લેવો તે.

* (૧) લગ્ન થયું છે પણ ઉમર નાની છે એવાં સ્ત્રી પુરૂષથી ગમન કીધું હોય; (૨) વિવાહ થયો છે પણ લગ્ન થયું નથી એવાં સ્ત્રી પુરૂષથી ગમન કીધું હોય; (૩) અનેરા અંગે વિષય ક્રિડા એટલે કુચમર્દન વગેરે કીધાં હોય; (૪) પરાયાં વેવીશાળ મેળવી આપ્યાં હોય; (૫) કામ ભોગ ઉપર તીવ્ર અભિલાષા રાખી હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

* આ વ્રતના પહેલા બીજા અતિચારના સંબંધમાં ઘણા પુસ્તકોમાં ગણિકા, વિધવા અને રાખ એ શબ્દોનો સમાવેશ કરેલો છે, પરંતુ એ મને યથાર્થ નહિ લાગવાથી મેં આ પ્રમાણે મારી 'બારવ્રત'ની ચોપડીમાં સુધારો કર્યો છે. કારણ કે ગણિકા, વિધવા કે રાખને ધણી વગરની ગણી તેનાથી મૈથુન સેવવું તે અતિચાર નહિ, પણ ખુલ્લો અનાચાર કહેવાય. કારણકે આ વ્રત અંગિકાર કરનારને પોતાની પરણેત સ્ત્રી સિવાય અન્યનાં પચ્ચખાણ છે. વળી એક બીજો સુધારો મને હમણાં જ સ્ફુરી આવ્યો છે તે અત્રે લખું છું:—ઇત્તરિય (સંસ્કૃત ઇત્વરિ, ઇત્વરિક) નો અર્થ વ્યભિચારિણી, અપરિગ્રહિયનો અર્થ ગણિકા અને ગમનનો અર્થ 'જવું' થાય છે એટલે કે વ્યભિચારિણી સ્ત્રીના ઘેર જઈ વાર્તાલાપ કરવો એ પહેલો અતિચાર અને ગણિકાના ઘેર જઈ વાર્તાલાપ કરવો એ બીજો અતિચાર. આ પ્રમાણે ત્રણ અર્થ-માંથી કયો ખરો તે બહુસૂત્રી જાણે.

*** બળાત્કારે અને પરાધિનપણે દેશથી—સર્વથી વિરાધના, થઈ હોય; વિષય વચને અને ગુહ્ય અવયવ દેખાડવે કરી પરને મોહ વિકળતા ઉપજાવી હોય; રૂપવંત સ્ત્રી પુરૂષ, માતા પિતા, પૂત્ર પુત્રી, ભાઇ ભગિની, ગુરૂ ગોરાણી તથા પોતાનાં ધર્મ ઉપકારી ઉપર વિષય બુદ્ધિ ચીંતવી હોય; માજમ, માવો, લીલાગર આદિ કેફી વસ્તુ ખાઈ વિષય વિકાર વધાર્યા હોય; કાષ્ટ કે પાષાણાદિની પુતળી અથવા ચિત્રામણ સાથે આલીંગનાદિક વિષય પરિચારણા કીધી હોય; ઘોડા, ભેંસ આદિ પશુ પ્રત્યે સંયોગ મેળવ્યા હોય તથા તેઓની કામ વિકલતા દેખી મૈથુન સંજ્ઞા ઉપજી હોય; ઓખરીયા ઢોરની પેરે વિષય વાંચ્છના કરી અંતઃકરણ અશુદ્ધ પ્રવર્તાવ્યું હોય; હાસ્ય, વિલાસ, વિનોદ, વિકથા કરી--સાંભળી કંદર્પ ઉપજ્યો--ઉપજાવ્યો હોય; પાંચ પર્વી તથા દસ પર્વી અને ધર્મ તહેવારની તીથિના નિયમ ભાંગ્યા હોય; સ્વપ્નમાંહી શિયળ ભંગ થયો હોયઃ ઇત્યાદિ ચોથા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.**

---

## પાંચમું વ્રત. ( અણુવ્રત. )

**"થુલાઓ પરિગ્ગાહાઓ પરિમાણું" વ્રતના વિષે ધનાદિ પરિમાણ અતિક્રમવે કરી અતિચાર લાગ્યા હોય તે**

આલોવું છું:—

(૧) ઢાંકી તથા ઉઘાડી જમીનનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૨) સોના રૂપાનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૩) હીરા, માણેક વગેરે ધનનું તથા અનાજનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૪) દ્વિપદ--ચતુષ્પદનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૫) ઘર-વાખરાની ચીજોનું પરિમાણ ઉલંઘ્યું હોય: એ પાંચ અતિ-ચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

☛ પરિગ્રહ ઉપર તિવ્ર મૂર્છાભાવ રાખ્યો હોય તથા પરિગ્રહને જ કૃતાર્થપણું માન્યું હોય; ધન મેળવવા શકટ, (ગાડાં) વહાણાદિના આરંભ ચિંતવ્યા હોય; ચક્રવર્ત, વાસુ-દેવ, વેસમણ ( વૈશ્રવણ—ધનેંદ્ર ) આદિની ઋદ્ધિની ઇચ્છા કીધી હોય: ઇત્યાદિ પાંચમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## છઠ્ઠું વ્રત. ( ગુણવૃત. )

---

" દિશા પરિણામ " વૃતના વિષે દિશાનું પરિણામ ઉલંઘવે કરી અતિચાર લાગ્યા હોય તે આલોવું છું.—

(૧) ઉર્દ્ધ ( ઉંચી ) દિશાનું પરિમાણ ઉલ્લંઘ્યું હોય; (૨) અધો (નીચી). દિશાનું પરિમાણ ઉલંઘ્યું હોય; (૩) *ત્રિછી (વચલી) દિશાનું પરિમાણ ઉલ્લંઘ્યું હોય; (૪) ચારે દિશાનું પરિમાણ એકઠું કરી એક દિશાએ વધાર્યું હોય;(૫) પંથે જતાં મર્યાદાનો સંદેહ પડયા છતાં મર્યાદા ઉલ્લંઘી! હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ—કેવળી ભગવતંની સાખે મિચ્છામી દુક્કડં.

*** મર્યાદા ઉપરાંત કાગળ, કાસદ વગેરે મોકલી હિંસાદિ આશ્રવ સેવરાવ્યા હોય; મન, વચન અને કાયાના યોગ મર્યાદા બહાર પ્રવર્તાવ્યા હોય: ઈત્યાદિ છઠ્ઠા વૃતના વિષે જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંત-ની સાખે મિચ્છામી દુક્કડં.



## સાતમું વૃત ( ગુણવૃત. )

" ઉપભોગ—પરિભોગ પરિમાણ " વૃતના વિષે 'સચિત્ આહારાદિ ' અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:--

(૧) સચિત્ વસ્તુ એટલે મૂળા, મોઘરી, કાકડી વગેરે ( કાચાં ખાવાની બંધી છતાં ) કાચાં ખાધાં હોય; (૨)

---

૧ ચાર દિશા અને ચાર ખૂણા મળી આઠ દિશા ત્રીછી કહેવાય છે, અને ઉંચી તથા નીચી મળી કુલ દસ દિશા ગણાય છે.

સચિત્ ઝાડ ઉપરથી અચિત્ ગુંદર વગેરે ઉખેડી ખાધાં હોય; (૩) પૂરી પાક્યા સિવાયની ચીજ ખાધી હોય; (૪) દુષ્ટ રીતે પકવેલી એટલે ભડથાં તથા ઉંધીયાં કરીને ખાધાં હોય; ( ૫ ) સાંઠા પ્રમુખનો તુચ્છ આહાર (જેમાં ખાવાનું થોડું અને નાખી દેવાનું ઘણું ) કીધો હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

બાવીસ અભક્ષ અને બત્રીશ અનંત કાયનો આહાર કીધો હોય; અણગળ પાણી વાપર્યું હોય; ઘણા આરંભથી બનાવેલું ભોજન ઘણા વખાણથી ખાધું હોય તથા છવીશ બોલની મર્યાદા કીધી છે તે માંહી ઉપયોગ વિના કોઇ બોલની વિરાધના થઇ હોય; મિશ્રપણે કોઇ ચીજ વાપરી હોય: ઇત્યાદિ સાતમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિ-ચ્છામી દુક્કડં.

**પંદર કમ્માદાન—પાપના વેપાર કીધા હોય તે આલોવુંછું:**

( ૧ ) ઇંગાલકર્મ--વાસણ, ઇંટો વગેરેના નિભા તથા ચુના વગેરેની ભઠ્ઠીઓ કીધી હોય; કોયલા પાડવાના, કંદોઈ, ભીંપા, ભાડભુંજા, દારૂગર વગેરેના કસબ કીધા હોય.

( ૨ ) વનકર્મ--ઝાડ કાપવાના; ફળ-ફુલ તોડવાના

અને કાછીયાના વેપાર કીધા હોય; તેમજ ખેતરમાંથી સુંડણુ નીંદણુ કીધું હોય.

( ૩ ) સાડી કર્મ—ટાટ, ગળી, જલેબી, ચર્મ વગેરેના સોડ કરવાના; ગાડી, ગાડાં વેચવાના તથા ચમાર, ડબગર અને ચામડિયાના કસબ કર્યા હોય.

( ૪ ) ભાડી કર્મ—પોઠી, ઉંટ, ગાડાં, ખર, પાડા વગેરે રાખી ભાડું લેવાના કસબ કર્યા હોય.

( ૫ ) ફોડી કર્મ--પૃથ્વી ખોદવાનો ( આડ, સલાટ વગેરેનો ) કસબ કીધો હોય.

( ૬ ) દંત વાણિજ્જ-હાથીદાંત તથા કચકડા વગેરેનો વેપાર કીધો હોય.

( ૭) કેશ વાણિજ્જ--ચમરી ગાયના કેશ, ઉન, ધાબળા, બનાત, પામરી, પશુનાં પીછાં વગેરે વેચવાનો વેપાર કીધો હોય.

( ૮ ) રસ વાણિજ્જ-દારૂ, મધ, માખણ, ચરબી, રોગાન વગેરે કનિષ્ટ રસ અને ઘી, તેલ, એરંડીયું, વગેરે ઉંચ રસનો વેપાર કીધો હોય.

( ૯ ) લાખ વાણિજ્જ--લાખ તથા મીણ વગેરેનો વેપાર કીધો હોય.

( ૧૦ ) વિષ વાણિજ્જ--ઝેરી ચીજો વેચવાનો વેપાર કીધો હોય.

( ૧૧ ) જંતુ પીલણુ કર્મ—કોલ, ચરખા, ઘાણી, ઘંટી વગેરેથી પીલવાનો કસબ કીધો હોય.

( ૧૨ ) નિલંછન કર્મ—ગોધા સમરાવાના, પશુને નાકે નાથ નાખવાના તથા ખોજા--ખુસરા કરવાના કસબ કર્યા હોય.

( ૧૩ ) દવઅગ્નિ કર્મ—વન, ગામ, ઓઘલા, ઘર, જાળાં, બીડ વગેરે સળગાવવાનો કસબ કીધો હોય.

( ૧૪ ) સર દ્રહ તલાગ પરિસોસણિયા--તળાવ, કુવા વગેરે જળ સ્થળમાંથી પાણી સોસવાનો કસબ કર્યો હોય.

( ૧૫ ) અસજાઇ પોષણિયાઃ—શ્વાન, મંજાર, ચિત્રા વગેરે હીંસક જીવો પાળીને વેચવાનો તથા પાવૈયા, નાયિકા વગેરેને પોષી તેના વડે પૈસા મેળવવાના કસબ કીધા હોય.

ઉપર લખેલા પંદર કમ્માદાનના વેપારમાંથી કોઇ વેપાર કરી સાતમા વ્રતને દૂષીત કર્યું હોય તો અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## * આઠમું વ્રત. ( ગુણવ્રત )

" અણુઠ્ઠદંડાઓ વેરમણં " વ્રતના વિષે ' કંદપ્પે ' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:--

---

* અનર્થ દંડનું વિવેચન અમોએ રચેલી 'બારવ્રત' ની, ચોપડીમાં લખવા તક નહિ મળવાથી અત્રે લખવું દુરસ્ત ધાર્યું

(૧) કંદર્પ ઉત્પન્ન થાય એવી કુચેષ્ટા કરી હોય; (૨) કામાતુર કરનારી વાતો કરી હોય; (૩) વગર વિચાર્યું બોલાયું હોય; (૪) પોતાના ખપ કરતાં વધારે અધિકરણ મેળવ્યાં હોય; (૫) ઉપભોગ--પરિભોગ અર્થે વપરાતી ચીજો ઉપર તિવ્ર ઇચ્છા રાખી હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંતસિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

છે:—ધન વૃદ્ધિ માટે સંસારી મનુષ્યને ઘણાં પાપનાં કારણ સેવવાં પડે, પાપોપકરણ મેળવવાં પડે અને અનેક વિકલ્પ રૂપ આર્ત્તધ્યાન કરવું પડે તેમજ ધનહાની નિવારવા માટે, પોતાનાં સગાંસ્નેહી માટે, પોતાની આબરૂ માટે અને પંચભોગના આસેવન માટે ઉપર પ્રમાણે કર્મો કરવાં પડે તે સહુ સપ્રયોજન છે માટે તે 'અર્થ દંડ' કહેવાય છે; પરંતુ ઉપરનાં કારણો માંહેનું કોઇપણ કારણ હોય નહિ અને જે પાપવૃત્તિ કરે તે 'અર્થ દંડ' કહેવાય છે. (અર્થ વિના આત્મા દંડાય છે માટે) તેના ચાર પ્રકાર છે:—

૧ અપધ્યાન. ૨ પાપોપદેશ. ૩ હિંસાપ્રદાન. ૪ પ્રમાદાચરિત.

અપધ્યાન અનર્થદંડના બે ભેદ છે;૧ આર્ત્તધ્યાન,૨ રૌદ્રધ્યાન. તેમાં આર્ત્તધ્યાનના ૪ ભેદ છે:—

૧ અનિષ્ટ સંયોગાર્ત્તધ્યાન, ૨ ઇષ્ટ વિયોગાર્ત્તધ્યાન, ૩ રોગ નિદાનાર્ત્તધ્યાન, ૪ અગ્રશોચનાર્ત્તધ્યાન. હવે રૌદ્રધ્યાનના ૪ ભેદ છે:—૧ હિંસાનંદ રૌદ્ર, ૨ મૃષાનંદ રૌદ્ર, ૩ ચૌર્યાનંદ રૌદ્ર, ૪ સંરક્ષણાનંદ રૌદ્ર. બાકીના ત્રણ અનર્થ દંડના ભેદ નથી.

*** શત્રુ, દુર્જન અને રાજાદિના દુઃખથી; વડીલની ઇતરાજીથી અને અમનોજ્ઞ ને દુઃખકારી સગાં મળવાથી ચીંતા ઉપજી હોય; ઇત્યાદિ "અનિષ્ટ સંયોગાર્ત્તધ્યાન" અનર્થ દંડ લાગ્યા હોય (૧)

લક્ષ્મી, વૈભવ, હાકમી, પ્રિય પત્નિ--પતિ--પુત્ર--બંધવ-મિત્રાદિનો વિયોગ કે નાશ થવાથી વિલાપ--શોક--અશ્રુપાત કરી દુઃખ ઉપજ્યું હોય; ઇત્યાદિ "ઇષ્ટ વિયોગાર્ત્તધ્યાન" અનર્થ દંડ લાગ્યો હોય (૨)

કુષ્ટ, ભગંદર, શૂળાદિ મહારોગ તથા મરણાંત દુઃખ ઉપજવે કરી પ્રબળ વેદનાએ વ્યાકુળતા ઉપની હોય; ઇ-ત્યાદિ "રોગનિદાનાર્ત્તધ્યાન" અનર્થ દંડ લાગ્યો હોય (૩)

મારો શત્રુ દિનપ્રતિદિન પ્રબળ થતો જાય છે, તે મને કોઈ વખત હેરાન કરશે; મારી સ્ત્રી દુષ્ટ છે તેથી મારા મૃત્યુ પછી મારાં છોકરાંને દુઃખ દેશે; એવી રીતે આવતા કાળની ચિંતા કીધી હોયઃ ઇત્યાદિ "અગ્રશોચના આર્ત્તધ્યાન" અનર્થ દંડ લાગ્યો હોય (૪)

શત્રુનું મૃત્યુ થયું સાંભળી તથા હિંસાકારી વસ્તુ બનાવી તેની તારીફ કરી આનંદ માન્યો હોયઃ ઇત્યાદિ "હિંસાનંદ રૌદ્ર" અનર્થ દંડ લાગ્યો હોય (૫)

નવાં શાસ્ત્ર બનાવી તથા જૂઠો ઉપદેશ દેઈ આનંદ

માન્યો હોય: ઇત્યાદિ " મૃષાનંદ રૌદ્ર " અનર્થ દંડ લાગ્યો હોય. ( ૬ )

અનેક ઉપાય--પ્રપંચ કરી લોકોનું ધન લુંટું, શત્રુને હણી તથા ગામ બાળી લોકોની સંપત્તિ લૂંટું એવા તર્ક--વિતર્ક કરી આનંદ માન્યો હોય: ઇત્યાદિ " ચૌર્યાનંદ રૌદ્ર " અનર્થ દંડ લાગ્યો હોય. ( ૭ )

પોતાનું રક્ષણુ કરવા માટે પાપકારી ઇલાજો લેઈ આનંદ માન્યો હોય: ઇત્યાદિ " સંરક્ષણાનંદ રૌદ્ર " અનર્થ દંડ લાગ્યો હોય. ( ૮ )

પાપકારી વેપાર કરવાના અને પાંચ સ્થાવરકાયનો આરંભ કરવાના ઉપદેશ દીધા હોય: ઇત્યાદિ " પાપોપદેશ " અનર્થ દંડ લાગ્યો હોય. ( ૯ )

તરવારાદિ શસ્ત્ર તથા ઘંટી, ખાંડણીયા, છરી, હળ, મુશળ આદિ અધિકરણ મેળવ્યાં હોય-સમરાવી સજ કરાવ્યાં હોય-બીજાને માગ્યાં આપ્યાં હોય; હરીકાય, ઠાર, માટી માર્ગે ચાલતાં પીલ્યાં હોય, ફૂલ, ઝવેરા માથે ઘાલ્યા હોય; ઝાડનાં પાંદડાં તોડયાં હોય; ઉનું પાણી, અગ્ની, ખાર જમીનપર નાંખ્યાં હોય; ગરોળીનાં ઈંડાં, વડબીજ, મોર, ફૂળાદિ કચર્યાં હોય; કીડીનાં દર પૂરી નાખ્યાં હોય, મધના પૂડા ભાગ્યા હોય; વૃક્ષડાળે હીંચકા ખાધા હોય; ઉલટી, રેચનાં ઔષધ આપ્યાં હોય; ધાતુ મારી હોય; ખાર

નીપજાવ્યા હોય; મોહન, વશીકરણાદિ મંત્ર સાધન કીધાં હોય; નિમિત ભાખ્યાં હોય; પાપકારી કાર્યનાં મૂહુર્ત્ત દીધાં હોયઃ ઇત્યાદિ "હિંસાપ્રદાન" અનર્થ દંડ લાગ્યો હોય. (૧૦)

ઘી, તેલ આદિ પ્રવાહી પદાર્થો ભરેલાં વાસણો ઉઘાડાં મૂકયાં હોય; દીવો, ચુલો અગાસાં રાખ્યાં હોય; એઠવાડ, પેશાબનાં વાસણ રાખી મૂખ્યાં હોયઃ ઇત્યાદિ 'પ્રમાદાચરિત' અનર્થ દંડ લાગ્યો હોય (૧૧)

પરની નિંદા કરી હોય; પર સ્ત્રી--પુરૂષનાં રૂપ ગુણ દેખી તેના ભોગની ઇચ્છા કરી હોય; એકનું જીવીત્વ અને બીજાનું મૃત્યુ ઈચ્છયું હોય; ઈત્યાદિ આઠમા વ્રત સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## નવમુ વ્રત. ( શિક્ષાવ્રત. )

---

'સામાયિકવ્રત'ના વિષે 'મણ દુપ્પડિહાણે' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) મન ખરાબ રીતે પ્રવર્ત્તાવ્યું હોય; (૨) વચન ખરાબ રીતે પ્રવર્ત્તાવ્યું હોય; (૩) કાયા ખરાબ રીતે પ્રવર્ત્તાવી હોય; (૪) સામાયિક કીધું છે છતાં નથી કીધું એમ જાણ્યું હોય; (૫) સામાયિકનો વખત પુરો થયા સિવાય

પાર્યું હોય, એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

☛ ચાર વિકથા કરી હોય; પ્રમાદ કર્યો હોય; લેવા ખાવાની આશા ધરી હોય; ફળ સદ્દ્યું ન હોય; ઈત્યાદિ નવમા વ્રત સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

---

## દસમું વ્રત. ( શિક્ષા વ્રત )



'દિશાવગાસિક વૃત' ના વિષે ' આણુવણુ પઉગે' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:—

(૧) જતા માણસ પાસે હદ બહારની વસ્તુ મંગાવી હોય; (૨) ચાકર પાસે હદ બહારની વસ્તુ મંગાવી હોય; (૩) સાદ કરી હદ બહારની વસ્તુ મંગાવી હોય; (૪) રૂપ બતાવી હદ બહારની વસ્તુ મંગાવી હોય; (૫) કાંકરાદિ નાંખી હદ બહારનાં વસ્તુ મગાવી હોય; એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો તે અનંત સિદ્ધ—કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

*** પ્રમાદ કર્યો હોય; વૃત અપૂર્ણ પાર્યું હોય; લેવા ખાવાની આશા ધરી હોય; ફળ સદ્દ્યું ન હોય: ઈત્યાદિ

દસમા વૃત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

---

## અગ્યારમું વૃત. ( શિક્ષાવૃત )

'પોષધ' અથવા 'પોષધોપવાસ' વૃત્તના વિષે શય્યા--સંથારાદિના સંબંધમાં અતિચાર લાગ્યા હોય તે આલોવું છું:
(૧) શય્યા–સંથારાનું પડિલેહણ કર્યું ન હોય અગર ખરાબ રીતે કર્યું હોય; (૨) શય્યા સંથારો પુંજ્યો ન હોય અગર ખરાબ રીતે પુંજ્યો હોય; [૩) ઝાડો–પેશાબ કરવાની જગાનું પડિલેહણ કર્યું ન હોય અગર ખરાબ રીતે કર્યુ હોય (૪) ઝાડો–પેશાબ પરઠવાની જગા પુંજી ન હોય અગર ખરાબ રીતે પુંજી હોય; ( ૫ ) પોષધ વૃતને સર્વથા રૂડી રીતે પાર્યું ન હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ--કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

*** અઢાર દોષ માંહેનો કોઇ દોષ સેવ્યો હોય; વ્રત અપૂર્ણ પાર્યું હોય; લેવા ખાવાની આશા ધરી હોય; ફળ સર્દ્યું ન હોય; ઇત્યાદિ અગ્યારમા વ્રત સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.

## બારમું વ્રત (શિક્ષાવ્રત.)



'અતિથિ સંવિભાગ વ્રત' ના વિષે 'સચેત નિખેવણિયા' આદિ અતિચાર લાગ્યા હોય તે આલોવુંછુ:—

(૧) અચિત્ વસ્તુમાં ભળેલી સચિત્ વસ્તુ વહોરાવી હોય; (૨) સચિત વસ્તુએ ઢાંકેલી અચિત વસ્તુ વહોરાવી હોય; (૩) બગડી ગયેલી કે વાશી વસ્તુ વહોરાવી હોય; (૪) પોતે વહોરાવવા યોગ્ય છતાં બીજાને વહોરાવવા કહ્યું હોય; (૫) વહોરાવ્યા પછી અહંકાર કર્યો હોય; એ પાંચ અતિચાર માંહેનો જે કોઇ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

☛ અણુગમતો આહાર વહોરાવ્યો હોય; આધાકર્મિ આદિ સોળ દોષ માંહેનો કોઇ દોષ લાગ્યો હોય; સાધુજી આંગણે આવ્યા જાણી અનાદર કર્યો હોય; આહાર પાણી વહોરાવતાં મન દુખાવ્યું હોય; છતી જોગવાઇએ વહોરાવવાની ના કહી હોય; જાણી જોઇને અસૂઝતો આહાર વહોરાવ્યો હોય; જમવા વખતે સાધચિંતવણા વિસારી હોય; સરખાચારી સાધ સાધવી જાણવા છતાં ન્યુનાધિકપણું કીધું હોય: ઇત્યાદિ બારમા વ્રત સંબંધી તે કોઇ દોષ લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.



# (૪) તપાચાર.



## સંથારો અથવા સંલેખણા.

**આ** તપના વિષે "નિદાનાદિક" અતિચાર લાગ્યા હોય તે આલોવુંછુંઃ—

(૧) આલોકમાં ચક્રવર્ત્તાદિકની પદ્ધિ તથા ભોગ વિલાસ પામવાની ઇચ્છા કરી હોય; (૨) પરલોકે દેવપણું પામવાની ઇચ્છા કરી હોય; (૩) ઇચ્છીત સુખ મળવાથી વધારે જીવવાની ઇચ્છા કીધી હોય; (૪) આત્મા ધર્મમાંહી પ્રવર્ત્તતાં (પરભવે સુખ પામું, એવા કારણથી) વહેલા મરવાની ઇચ્છા કીધી હોય;(૫)મરણાંત સૂધી કામ ભોગની ઇચ્છા કીધી હોય: એ પાંચ અતિચાર માંહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

*** અઢાર પાપસ્થાનકો સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય તથા અનુમોદન કરી સંલેખણા તપને દુષિત કર્યું હોય તથા પાંચ ઇંદ્રિયોના વિષયમાં મદોન્મત્ત બનીને અથવા ચાર કષાયને આધીન થઈને રાગ દ્વેષની પરિણતી કરી દુષ્ટ કર્મનો સંચય કરવાથી સંલેખણા તપમાં મૂળગુણ ઉત્તરગુણની વિરાધના કરી હોય તો સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.

જૈન ધર્મનાં મહાવાક્ય **જ્ઞાન, દર્શન, ચારિત્ર** અને **તપ,** એ ચાર કર્મ બંધનથી મુક્ત કરનાર છે; તેને મેં મારા આત્મહિતને માટે ધર્મગુરૂની કૃપાવડે સ્વિકારેલાં છે તેના ઉપર પ્રતીત આણુંછું—અંતઃકરણમાં રોચવુંછું અને સમ્યક્ પ્રકારે પાળુંછું વળી વિશેષે પાળવાને ઉદ્યમવાન થયોછું છતાં તેના સંબંધમાં દુષ્ટ ચીંતવ્યું હોય, દુષ્ટ ભાખ્યું હોય, કાયાએ કરી દુષ્ટ કર્યું હોયઃ ઇત્યાદિ સંથારા તપના વિષે જે જે દોષ લાગ્યા હોય તે અનંત સિદ્ધ-કેવળી ભગવંતની સાખે મિચ્છામી દુક્કડં.



## ખમત ખામણાં.

---

**खामेमि सव्वे जीवा सव्वे जीवावि खमं तुमे ।**
**मितिमे सव्व भूएसु वेरमझं न केणइ ॥ १ ॥**
**एव महं आलोइयं निंदीयं ग्रहियं दुगंछियं ।**
**सव्व तिविहेणं पडिक्कंतो वंदामी जीण चोविस्सं॥२॥**

**અર્થઃ**—સર્વ જીવને હું ખમાવુંછું, તમે સર્વ જીવને ખમાવો; સર્વ પ્રાણી મારા મિત્ર સમાન છે, કોઇ વૈરી **નથી.** એવી રીતે પાપ આલોવીને આત્માને નીંદીને, *ગર્હીને દુગંછીને ત્રિકરણે કરી ચોવીશે તીર્થંકરને વાંદુછું.

---

*--ગર્હવું એટલે ગુરૂની સાખે નિંદવું.

**ચોવીસ તીર્થંકર દેવને** સવિનય વંદન કરી ખમાવું-છું. અને એ તીર્થંકર દેવના ધર્મની રૂઢી મુજબ રજોહરણ, પાત્રાં, કેશરીયો, મુહપતિ વગેરે ધર્મોપકરણ ગ્રહીને પાંચ મહાવ્રત, ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ સહિત શ્રમણધર્મને શુદ્ધ રીતે પાળનાર એવા સાધુ મુનિરાજ જેઓ અઢીદ્વીપ માંહે વિચરે છે તેઓને સવિનય વંદન કરી ત્રિકરણ યોગે ખમાવું છું

અઢીદ્વીપ માંહી અને અઢીદ્વીપ બાહાર નવતત્વ વગેરે-ના જાણ; પોતાની શક્તિ મુજબ સામાયિક, પોષધ, નોકા-રશી વગેરે તપ તથા બે વખત પ્રતિક્રમણ કરનાર: દાન, શિયળ, તપ, ભાવ, દયા, ક્ષમા, સંતોષ અને ધૈર્યાદિક સદ્-ગુણોથી ભરપૂર; જીન આજ્ઞા મુજબ વર્તવા શ્રાવક વર્ગમાં આગેવાન; દુઃખી-દુર્બળ અને ગરીબ પ્રાણીઓ પર હમેશાં અમીની દૃષ્ટિથી જોનાર; પરધનને પથ્થર તુલ્ય ગણનાર; પરસ્ત્રી-પુરૂષ તરફ મા બેન અને પિતા પૂત્રની દૃષ્ટિથી જોનાર; એવાં **શ્રાવક-શ્રાવિકાને** સવિનય વંદન કરી ખમાવુંછું.

સાતલાખ પૃથ્વી કાય, સાતલાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાયુકાય, દસલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બેલાખ બેઇંદ્રિય, બેલાખ ત્રિઇંદ્રિય; બેલાખ ચૌરેંદ્રિય, ચારલાખ નારકી; ચારલાખ

દેવતા, ચારલાખ તિર્યંચ અને ચૌદલાખ મનુષ્યઃ એ **ચોરાશી લાખ જીવયોનિને** હણી હોય, હણાવી હોય, હણતાં પ્રત્યે અનુમોદી હોય, પરિતાપના ઉપજાવી હોય, મન–વચન–કાયાના યોગ માઠા પ્રવર્ત્તાવ્યા હોય તે સર્વ દોષ ખમાવુંછું.

**મારા ધર્મગુરૂ**–ધર્માચાર્ય જેઓ મહા ઉપકારી, જ્ઞાન લોચનના દાતાર, અજ્ઞાન તિમિર અને મિથ્યાત્વ કલંકના ટાળનાર, અધમ ઉધારણ, ભવ દુઃખ ભંજન અને મોક્ષ માર્ગના સાધક છે. એઓને ધન્યવાદ આપુંછું. કારણ કે એઓએ મારી પશુતા ( મૂર્ખતા ) ટાળી, મારો મનુષ્યાવતાર સફળ કરી મહા મોટો ઉપકાર કર્યો છે. માટે એમનું સદા કલ્યાણ હોજયો, અને મોક્ષ કરણીની વૃદ્ધિ હોજયો. મારી પાસે એવી કોઇ ઉત્તમ વસ્તુ નથી કે તે ગુરૂજીને આપી ઉપકાર વાળું. મહારાજ ! હું મહા મંદ બુદ્ધિવંત છું તેથી દુષ્ટ અને ખળજનની સંગતે ચઢી આપનો ઉપકાર માનવાને બદલે કરેલા ગુણને ઢાંકી આપના અલિક દોષ દીઠા હશે, તોપણ તેને નહિ ગણતાં મારા પ્રત્યે આપે પિતા બુદ્ધિ રાખી, મને પામરને લુંટાતો જાણી, મહા કરૂણા આણી, પરદેશી રાજાની પેરે ધર્મોપદેશ દેઇ ન્યાલ કર્યો છે માટે આપને સવિનય વંદન કરી ચરણકમળ બહુ માને પુજવા લાયક જાણી ચરણની રજ મસ્તકે ચઢાવી સર્વ દોષ ખમાવુંછું.



# ( ૫ ) विर्याचार.

## પચ્ચખાણ ( પ્રત્યાખાન. )

જ્ઞાન, દર્શનની શુદ્ધિના માટે અરિહંત ' દેવ ', નિગ્રંથ ' ગુરૂ ' અને કેવળજ્ઞાની મહારાજનો પ્રકાશ કરેલો 'જૈન-ધર્મઃ ' એ ત્રણ તત્વ સિવાય અન્ય દેવ, અન્ય ગુરૂ અને અન્ય ધર્મને સંસાર તરવાની ઇચ્છાથી માનવા-વાંદવાનાં **જાવ જીવ સૂધી** પચ્ચખાણ. ( ૧ )

પહેલા વ્રત માટે **ત્રસજીવ** જેવા કે બેઇંદ્રિય, ત્રિઇંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેંદ્રિય જીવોને જાણી—ઓળખીને જાવ જીવ સુધી કોટી છએ હણવાનાં પચ્ચખાણ. ( ૨ )

બીજા વ્રત માટે કન્યા, ઢોર, જમીન, અને થાપણ વગેરેના સંબંધમાં જૂઠું બોલવાનાં તથા જૂઠી સાક્ષી પૂરવાનાં જાવ જીવ સૂધી કોટી છએ પચ્ચખાણ. ( ૩ )

ત્રીજા વ્રત માટે ખાતર પાડી, ગાંઠડી છોડી, તાળાં ઉઘાડી, પડી વસ્તુ ધણીઆતી કરી, રણયુદ્ધ કરી, જળયુદ્ધ કરી, ઉપરવાડા ટપી, ઇત્યાદિ રાજા દંડે—ચોરી ચઢે એવી મોટકી ચોરી કરવાનાં જાવ જીવ સૂધી કોટી છએ પચ્ચખાણ. ( ૪ )

ચોથા વ્રત માટે દેવ દેવી સંબંધી કોટી છએ અને મનુષ્ય-તિર્યંચ સંબંધી કોટી એકે એટલે કાયાએ કરી

મૈથુન સેવવાનાં જાવ જીવ સૂધી પચ્ચખાણ. પોતાની સ્ત્રી તથા પુરૂષના સંબંધમાં અમુક દિવસ સૂધીની મરજી મુજબ મર્યાદા કરવી. ( ૫ )

પાંચમા વ્રત માટે પરિગ્રહ પોતાના ઘરવાખરા સહિત નવ જાતનો પોતાનો છે તે ઉપરાંત રાખવાનાં અમુક દિવસ સૂધીનાં પચ્ચખાણ કરવાં. ( ૬ )

છઠ્ઠા વ્રત માટે પોતાને રહેવાના મકાનથી બહાર ચાર દિશા અને ચાર વિદિશામાં અમુક ગાઉ સૂઇ જઇ પાંચે આશ્રવ સેવવાનાં અમુક દિવસ સૂધીનાં પચ્ચખાણ કરવાં. (૭)

સાતમા વ્રત માટે છવીશ બોલની હદ બાંધેલી છે, તે ઉપરાંત ઉપભોગ—પરિભોગની વસ્તુઓ વધારે રાખવાનાં તથા પંદર કર્મ્માદાનનાં પોતાના હાથે કર્મ કરી વેપાર કરવાનાં અમુક દિવસ સૂધીનાં પચ્ચખાણ કરવાં. ( ૮ )

આઠમા વૃત માટે વેપારમાં પોતાની જાતે ક્રયવિક્રય કરવાનાં અમુક દિવસ સૂધીનાં પચ્ચખાણ કરવાં. ( ૯ )

પૃથ્વીનો આરંભ પોતાની જાતે કરવાનાં અમુક દિવસ સૂધીનાં પચ્ચખાણ કરવાં. સ્વાભાવિક સ્પર્શ થાય અથવા કોઇને ભલામણ કરવી પડે તેની મર્યાદા કરવી. ( ૧૦ )

પાણીનો આરંભ—પોતાને પીવા તથા વાપરવા માટે દીન એકમાં અમુક બેઢાં ઉપરાંત બાકીનાનાં અમુક દિવસ સુધીનાં પચ્ચખાણ કરવાં. ( ૧૧ )

અગ્નિનો આરંભ પોતાની જાતે કરવાનાં અમુક દિવસ સુધીનાં પચ્ચખાણુ કરવાં. શેક-તાપની જયણા. ( ૧૨ )

લીલોત્રીનો આરંભ પોતાની જાતે કરવાનાં અમુક દિવસ સુધીનાં પચ્ચખાણુ કરવાં. તૈયાર વાપરવી પડે તેનાં દીન એકે અમુક શેર ઉપરાંતનાં પચ્ચખાણુ કરવાં.

ધાન્ય સર્વ જાતનાં પોતાની કાયાએ કરી રાંધવા—દળવા-ખાંડવા વગેરેના આરંભનાં અમુક દિવસ સુધીનાં પચ્ચખાણુ કરવાં.

*** ઉપર પ્રમાણે પચ્ચખાણુ આલોયણા વંચાઈ રહ્યા પછી વર્ષ એકમાં લાગેલા દોષોના પ્રાયશ્ચિત * બદલ કરવાં અને મરણુ સમયે તદુપરાંત નીચેનાં પચ્ચખાણુ વધારી લેવાં.

---

## મરણુ વખતે કરવાનાં પચ્ચખાણુ.



સંસાર વ્યવહાર ચલાવવા માટે નવ જાતનો પરિગ્રહ રાખેલો છે, જેવો કે ખેત કહેતાં ઉઘાડી જમીન-ખેતરો, વાડી, બાગ, બગીચા, હોજ, ફુઆરા, બેઠકો વગેરે; વથ્થુ કહેતાં ઢાંકી જમીન—ઘર, હાટ, ડેલી, મેડી, વખાર વગેરે;

---

* ખાસ, મોટા દોષ માટે ગુરૂજી પાસે ઇલાયદું આલોયણુ (પ્રાયશ્ચિત ) લેવું.

હિરણ્ય કહેતાં રૂપુ અને રૂપાના દાગીના; સુવર્ણ કહેતાં સોનું અને સોનાના દાગીના; ધન કહેતાં હીરા, માણેક, મોતી, પરવાળાં વગેરે ઝવેરાત તથા મોહોરબંધ નાણું; ધાન્ય કહેતાં સર્વ જાતનું અનાજ; દુપદ કહેતાં દાસ, દાસી તથા પંખી; **ચોપદ** કહેતાં ગાય, ભેંસ, ઘોડા વગેરે ચાર પગવાળાં જનાવર તથા ગાડી, ગાડાં, વહાણ, બોટ વગેરે વાહન; **કુવિય** કહેતાં ઘરવાખરો—પેટી, પટારા, શય્યા, તળાઇ, હીંચોળાખાટ, વાસણકુસણ, રાચરચીલાંઃ

એ સર્વ * અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવેધે વોસિરાવુંછું. ( તજુંછું )

હિંસાકારી અધિકરણ નાળો, જંજાળો, તરવાર, ભાલા, બરછી, બંદુક, છરી, સુડા, ઘંટા, ખાંડણિયા, સાંબેલાં, દાતરડાં વગેરે સર્વ અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવુંછું.

સંસારી કુટુંબ માતા, પીતા, ભાઇ, બેન, સ્રી, પુત્ર, પુત્રી વગેરે અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું.

---

* આયુષ્ય પૂર્ણ થઇ જાય તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધીનાં પચ્ચખાણ કરવાં. નિમેલા વખતમાં આયુષ્ય પૂર્ણ થવાનું ન જણાય તો ફરી વખત વધારી લેવા ચૂકવું નહિ.

આ મારૂં રત્નના કરંડિયા સમાન અતિવહાલું શરીર, જેના ઉપર હું અતિ મમતા રાખતો હતો તે મમતા પણ અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવુંછું.

અઢાર પાપસ્થાનક તથા અસણું પાણું, ખાદીમ, સાદીમ એ ચાર પ્રકારનો આહાર અવસર આવે તો જાવજીવ સુધી, નહિ તો અમુક વખત સુધી ત્રિવિધે ત્રિવિધે વોસિરાવુંછું.

ઉપર પ્રમાણે મરણની વખતે નિયમ કરીને ચીંતવવું જે–આ મરણ વખતની સંલેખણા, ઝુસણા, આરાધના મારે સફલ હોજ્યો અને ચાર શરણાં, ચાર મંગલિક મુખે ઉચરવે કરીને સર્વ સંસારને પુંઠ દેતો થકો, આ શરીરની મમતા તજી પાદોપગમન સંથારા સહિત પંડિત મરણના પાંચ અતિચાર ટાળી કાળ અણુવાંચ્છતો થકો, મરણાધીન થઉં એવું પંડિત મરણ મને હોજ્યો.

ઉપર પ્રમાણે વ્રત નિયમ સમદૃષ્ટિ શ્રાવક શ્રાવિકાએ ગુરૂ વચને ધારવાં અને જે ઉત્તમ હળુકર્મી અને અલ્પ સંસારી જીવ આ આલોયણા સાંભળી–વાંચી આત્માને શુદ્ધ કરશે તે આરાધિક પદ પામી સંસાર સાગર સહેલાઇથીતરશે.



# जीवराशि.



*** ( પદ્દમાવતિ રાણીની આલોયણા-રાગ વેરાડી. )**

હવે રાણી પદ્દમાવતી, જીવરાશિ ખમાવે;
જાણપણું જગદોહીલું, એની વેળાએ આવે--તે મુજ મિચ્છામિ દુક્કડં. ૧
ભવ અનંતાએ કરી, અરિહંતની શાખ;
જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ- તે મુજ૦ ૨
સાતલાખ પૃથ્વી તણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય. તે મુજ૦ ૩
દસલાખ પ્રત્યેક વનસ્પતિ, ચૌદ સાધારણ;
બે, ત્રિ, ચો ઇંદ્રી જીવના, બબ્બે લાખ વિચાર. તે મુજ૦ ૪
દેવતા તિર્યંચ નારકી, ચચ્ચાર લાખ પ્રકાશી;
ચૌદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે મુજ૦ ૫
આ ભવ પરભવ સેવિયાં, જે પાપ અઢાર;

---

* એ ચંપા નગરીના ચેડારાજાની પુત્રી અને દધિવાહન રાજાની સ્ત્રી હતી. તેને ગર્ભાવસ્થામાં ડોહલો ( દોહદ ) ઉપજવાથી રાજાનો પોશાક પહેરી પતિ સાથે હાથી ઉપર બેસી નગરીમાં ફરતાં હાથી નાઠો, તેમાં રાજા વડશાખાએ વળગી રહ્યો અને હાથી રાણીને લેઇ કોઇ અટવીમાં ગયો ત્યાં પદ્દમાવતિએ નીચે ઉતરી આ જીવરાશિ કહેલી છે. ( પ્રત્યેક બોધ. )

ત્રિવિધે ત્રિવિધે. કરી પરહરૂં, દુરગતી દાતાર. તે મુજ૦ ૬

હીંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ;
દોષ અદ-તાદાનનો, મૈથુન ઉનમાદ. તે મુજ૦ ૭

પરીગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન, માયા, લોભ મેં કર્યા, વળી રાગ ને દ્વેષ. તે મુજ૦ ૮

કલેશ કરી જીવ દુભવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક. તે મુજ૦ ૯

ચાડી ખાધી ચોતરે, કીધા થાપણ મોસો;
કુગુરૂ, કુદેવ. કુધર્મનો, ભલો આણ્યો ભરોંસો. તે મુજ૦ ૧૦

ખાટકીના ભવ મેં કીધા, કીધી જીવની ઘાત;
ચડીમારને ભવ ચરકલાં, માર્યા દીનને રાત. તે મુજ૦ ૧૧

માછીગર ભવ માંછલાં, ઝાલ્યાં જળવાસ;
ધીવર, ભીલ, કોળી ભવે, મૃગ પાડીયા પાસ. તે મુજ૦ ૧૨

કાજી, મુલ્લાંને ભવે, પઢયા મંત્ર કઠોર;
જીવ અનેક ઝબ્બે કર્યા, કીધાં પાપ અઘોર. તે મુજ૦ ૧૩

કોટવાળના ભવે મેં કિધા, આકરા કર-દંડ;
બંધીવાનને મરાવીયા, કોરડા-છડી--ડંડ. તે મુજ૦ ૧૪

પરમાધામીના ભવે, દીધાં નારકીને દુઃખ;
છેદન-ભેદન--વેદના, તાડન અતિ તીખ. તે મુજ૦ ૧૫

કુંભારના ભવ મેં કીધા, કાચા નીંભા પકાવ્યા;
તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા. તે મુજ૦ ૧૬

હાળી ભવે હળ ખેડીયાં, ફોડયાં પૃથ્વીનાં પેટ;
સૂડ-નિંદણ કીધાં ઘણાં, દીધા બળદ ચપેટ. તે મુજ૦ ૧૭
માળીના ભવે રોપીયાં, નાનાં વિવિધ વૃક્ષ;
મૂળ--પત્ર--ફળ--ફુલનાં, લાગ્યાં પાપ અલક્ષ. તે મુજ૦ ૧૮
અધોવાઈયાના ભવે, ભર્યો અદકેરો ભાર;
પોઠી--ઉંટ કીડા પડયા, ન આણી દયા લગાર. તે મુજ૦ ૧૯
છીંપાના ભવે છેતર્યા, કીધા રંગણ પાસ;
અગ્નિ આરંભ કિધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ. તે મુજ૦ ૨૦
સુરપણે રણ ઝુઝતાં, માર્યાં માણસ વૃંદ;
માંસ--મદીરા--માંખણ ભખ્યાં, ખાધાં મુળ ને કંદ. તે મુજ૦ ૨૧
ખાણ ખણાવી ધાતુની, અળગળ પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સિંચ્યાં. તે મુજ૦ ૨૨
ઇંગાલ કર્મ કીધાં વળી, ધર્મે દવજ દીધા;
સુસમ ખાધા વિતરાગના, કુડા કોપજ કીધા. તે મુજ૦ ૨૩
બિલી ભવે ઉંદર ગળ્યા, ગરોળી હત્યારી;
મુઢ મુરખ તણે ભવે, મેં જુ લીખ મારી. તે મુજ૦ ૨૪
ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ;
જાર-ચણા-ઘઉં સેકિયાં, પાડતાં રીવ. તે મુજ૦ ૨૫
ખાંડણ-પીસણ-ગારીનો, આરંભ કીધો અનેક;
રાંધણ-શીંધણ અગ્નિનાં, પાપ લાગ્યાં વિશેક. તે મુજ૦ ૨૬
વિકથા ચાર કીધી વળી, સે[redacted] પાંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિખવાદ. તે મુજ૦ ૨૭

સાધુ ને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં;
મુળ ને ઉત્તર તણાં, મુજ દુષણ લાગ્યાં. તે મુજ૦ ૨૮

સાપ-વીંછી-સિંહ-ચિતરા, સકરા ને સમળી;
હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે મુજ૦ ૨૯

સુવાવડ દુષણ ઘણાં, કાચા ગર્ભ ગળાવ્યા;
*જીવાણી ઢોળ્યાં ઘણાં, શિયળવ્રત ભગાવ્યાં. તે મુજ૦ ૩૦

ધોબીના ભવ જે કર્યા, જળના જીવ સુંવાળા;
ધુળે કરી જળ રોળિયાં, દાન દેતાં નિવાર્યા. તે મુજ૦ ૩૧

લવારના ભવ જે કર્યા, ઘડયાં શસ્ત્ર અપાર;
કોસ--કોદાળા ને પાવડા, ખિખ ખિખતી તરવાર. તે મુજ૦ ૩૨

ગુજરના ભવ જે કર્યા, લીલા ભારા વઢાવ્યા;
પાડીને ભેલાં મેલિયાં, પાડે ઉડી છે જવાળા. તે મુજ૦ ૩૩
ઓડના ભવ જે કર્યા, કૂવા--વાવ ખોદાવ્યાં;
સરોવર ગળાવિયાં, વળી ટાંકાં બંધાવ્યાં- તે મુજ૦ ૩૪
વાણિયાના ભવ જે કર્યા, કૂડા લેખ લખાવ્યા;
ઓછું આપી અધિકું લીધું, કૂડાં માપ રખાવ્યાં. તે મુજ૦ ૩૫
હાથીના ભવ જે કર્યા, વેલડી વલુરિયાં;
પંખી માળા ચુંથિયા, પાપે પેટજ ભરિયાં. તે મુજ૦ ૩૬
કેરી ને કોઠીંબડાં, વળી લીંબુજ મોર્યાં;
રાઇ ચઢાવી શેલણે, પોતે પાપજ સિંચયાં. તે મુજ૦ ૩૭

---

* પાણી ગળતાં ગરણામાં રહેલું પોરા સહિત પાણી. (જીવ પાણી=સંખારાનું પાણી.)

અણુગળ આધણુ મેલિયાં, અણુપૂંજ્યે ચૂલે;
અણુસોયા કણુ ઓરિયા, તેનાં પાપ કેમ ભૂલે? તે મુજ૦ ૩૮

ભવ અનેક ભમતાં થકાં, કીધો કુટુંબ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુજ૦ ૩૯

ભવ અનેક ભમતાં થકાં, કીધો દેહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુજ૦ ૪૦

ભવ અનેક ભમતાં થકાં, કીધો પરિગ્રહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ. તે મુજ૦ ૪૧

ઇણી પેરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુજ૦ ૪૨

હવે રાણી પદ્માવતી, કીધાં શરણાં ચાર;
સાગારી અણુસણુ કર્યો, જાણુપણાનુસાર. તે મુજ૦ ૪૩

રાગ વેરાડી જે સુણે, એ ત્રીજી ઢાળ;
સમય સુંદર કહે પાપથી, છુટો તત્કાળ. તે મુજ૦ ૪૪

**ઇતિશ્રી જીવરાશિ સંપુર્ણ.**



# बार व्रतना, अतिचार सिवायना बार मोटा दोष.

---

### દોહરા.

પર દેવો નહિ પૂજવા, સમકિત લીધું સાર;
બાધા લે નિજ દેવની, એમાં દોષ અપાર ! ૧
જીવહિંસા કરવી નહીં, વ્રત પ્હેલું શ્રીકાર;
જીવાઈ તોડે જીવની, એમાં દોષ અપાર ! ૨
અસત્ય વચન ન બોલવું, વ્રત બીજું સ્વીકાર;
જૂઠ જણાવે શાનમાં, એમાં દોષ અપાર ! ૩
અદત્ત વસ્તુ કોઇની, કરે ન અંગીકાર;
ભુલથી આવ્યું ગોપવે, એમાં દોષ અપાર ! ૪
નિજ દારા સંતોષીને, પર દારા પરિહાર;
વધુ ઇચ્છા વરવાં વધુ, એમાં દોષ અપાર ! ૫
પરિગ્રહને સંકોચવા, નીમ કીધો નિર્ધાર;
તણાય તૃષ્ણા નીરમાં, એમાં દોષ અપાર ! ૬
જીંદગી સુધી રોકવી, ક્રીયા આશ્રવદ્વાર;
હદ રાખે અતિ મોકળી, એમાં દોષ અપાર ! ૭
પંદર કર્માદાણીના, ત્યાગ કીધા વેપાર;
કરે દ્રવ્ય કસાઈને, એમાં દોષ અપાર ૮

કરી અનર્થા દોષથી, છાંડયા ચાર પ્રકાર;
પચાતો પરની કરે, એમાં દોષ અપાર ! ૯.
સમતા જળમાં ઝીલવા, કર્યું સામાયિક સાર;
કપાય કાદવમાં ખુંચે, એમાં દોષ અપાર ! ૧૦.
સાધ્યું સમ દીન એકનું, દિસાવગાસિક સાર;
ઇચ્છા ઉત્તમ આ'રની, એમાં દોષ અપાર ! ૧૧.
નિજ આતમને પોષવા, પોષધ કીધો સાર;
તન પોષે સુખે સુઈ, એમાં દોષ અપાર. ૧૨
અન્નોદક વ્હોરાવિયાં, સાધુને ધરિ પ્યાર;
ન્યુનાધિકપણું તેવડ, એમાં દોષ અપાર. ૧૩
તજી ત્રયોદશ દોષ એ, વળિ બીજા અતિચાર;
'મોતી' મળવા મોક્ષપદ, સ્વીકારો વ્રત બાર. ૧૪





# ચાર વધામણીઓ !

(૧) દશવૈકાલીક સૂત્ર (રૂ. ૩ ની કિમતનું) અર્થ–પાઠ ત[illegible] સાથે તદ્દન મફત આપીએ છીએ. સાથે ભક્તામર સ્તોત્ર વગેરે [illegible] મફત આપીએ છીએ. કોને ? અમારા 'જૈનસમાચાર' નામન[illegible] વાડીક પત્રના ગ્રાહક તરીકે નામ નોંધાવીને હમણાં જ રૂ. ૩) મોકલી આપે ત્હેને સન ૧૯૧૧ ની ભેટ તરીકે તે બધી કિમતી બુકો મફત આપીશું.

(૨) રૂ. ૬ાા કિમતનું શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર તથા શ્રી વિપાક સૂત્ર તથા નીરાવળીકા સૂત્ર, અંતગઢ સૂત્ર, મહાવીર ચરિત્ર બુદ્ધ ચરિત્ર, સમકીત કૌમુદીનો રાસ, મુહપતિ રહસ્ય એ વગેરે ૧૦ રૂપીઆની બુકો પણ તદ્દન મફત આપીએ છીએ. કોને ? 'જૈનસમાચાર' અઠવાડી[illegible] પત્રના ગ્રાહક થઇ સન ૧૯૧૨ નું લવાજમ રૂ. ૩) તથા ભેટની બુકોના પોષ્ટ ખર્ચનો રૂ. ૧) મળી કુલે રૂ. ૪) મનીઓર્ડરથી મોકલે ત્હેને.

ત્હમારો વિચાર હોય તો હમણાં જ મનીઓર્ડર સાથે ત્હમારૂં પુરૂ શિરનામું મોકલો. પાછળથી બુકો ખુટી પડશે તો લાચાર

પત્રવ્યવહારઃ—મેનેજર, જૈનસમાચાર, દાણા પીઠા—અમદાવાદ

(૩) કોઇ પણ પુસ્તક છપાવવું હોય, કાર્ડ કવર કંકોત્રી છપાવવી હોય તો ઉપર લખેલે ઠેકાણે કામ મોકલવાથી સુંદર શુદ્ધ અને વખતસર કામ થશે.

(૪) જૈન ધર્મ સંબંધી કે બીજું કોઇ પુસ્તક ખરીદવું હોય તો [illegible] બીજે ક્યાંઇ પત્ર લખવા [illegible] ત્હમને વાજબી કિ[illegible]

[illegible] મોતીલાલ શાહ જૈન બુકસે[illegible]